# પારસી પ્રકાશ,

અથવા

પારસીઓ ઈરાંનથી હિંદુસ્થાન આવ્યા ત્યારથી તે અત્યાર સુધીમાં તેઓના સંબંધમાં બનેલા અગત્યના બનાવોની વર્ષોને અનુક્રમે નોંધ.

રચનાર,

બહમનજી બેહરાંમજી પટેલ.

ભાગ ૧૧ મો.

(સને ૧૮૬૭ ના ૨૫ માં આક્ટ પ્રમાણે સરકારમાં નોંધાવેલું.)

મુંબઈ,

દફતર આશકારા છાપખાનાંમાં,

રૂસતમજી નવરોજજી બાંબાતાએ છાપ્યું.

કોટ :—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં ૮૭.

સને ૧૮૮૮ ઈસવી—૧૨૫૮ યજદજરદી.

# PARSEE PRAKASH

BEING

A RECORD OF IMPORTANT EVENTS IN THE GROWTH

OF THE

PARSEE COMMUNITY IN WESTERN INDIA

CHRONOLOGICALLY ARRANGED

FROM THE DATE OF THEIR IMMIGRATION INTO INDIA TO THE PRESENT DAY.

COMPILED BY

BOMANJEE BYRAMJEE PATELL.

## PART XI.

*(Registered under Act XXV. of 1867.)*

Bombay:

PRINTED AT THE DUFTUR ASHKARA PRESS.

1888 A. C.—1258 A. Y.

# PARSEE PRAKASH

BEING

## A RECORD OF IMPORTANT EVENTS IN THE G'

OF THE

## PARSEE COMMUNITY IN WESTERN INDIA,

CHRONOLOGICALLY ARRANGED

FROM THE DATE OF THEIR IMMIGRATION INTO INDIA TO THE YEAR 1860 A. D

**VOL. I.**

(*Originally issued from* 1878 *to* 1888 *in* 11 *Parts.*)

COMPILED BY

BOMANJEE BYRAMJEE PATELL.

Bombay:
PRINTED AT THE DUFTUR ASHKARA PRESS.
No. 87 CAWASJEE PATELL STREET, FORT,

1888 A. D.—1258 A. Y.

# પારસી પ્રકાશ,

અથવા

પારસીઓ ઈરાંનથી હિંદુસ્થાન આવ્યા ત્યારથી તે ઈ૦ સ૦ ૧૮૬૦
સુધીમાં તેઓના સંબંધમાં બનેલા અગત્યના બનાવોની
વર્ષોને અનુક્રમે નોધ.

---

દફતર ૧ લું;—૧૧ ભાગોમાં.

---

રચનાર.

બહમનજી બેહરાંમજી પટેલ.

મુંબંઈ,

દફતર આશકારા છાપાખાના મધે,

રુસતમજી નવરોજજી ખંબાતાએ છાપ્યુંછે.

કોટ:—કાવશજી પટેલ સ્ટ્રીટ, નાં૦ ૮૭.

છાપવું શરૂ સને ૧૮૭૮ ઇસ્વી—૧૨૪૮ યજદજરદી;

ખતમ સને ૧૮૮૮ ઇસ્વી—૧૨૫૮ યજદજરદી.

## ઈ૦ સ૦ ૧૮૪૮.

તા૦ ૨ જી મારચ.

મુંબઈનાં મેદાંન મધે લોકોનાં ગાય ઢોરો ચરે તે ઉપર સરકાર તરફથી જે દર લેવામાં આવતો હતો તે બાબે સર જમશેદજી જીજીભાઈ નાઈટે સરકારના ચીફ-શેક્રેટરી પર એક કાગજ લખી એવી માગણી કીધી હતી કે એ દર લેતો સરકાર બંધ કરે અને મેદાંનમાં સર્વેનાં ઢોરો મુક્ત ચરવા દીએ તો તેની જે ઉપજ હાલ થતી હોય તેટલી રકમની વાર્ષિક આવકની એક અમુક રકમ સરકારમાં તેઓ પોતાની તરફથી આપવાને ખુશીછે.[૧]

તા૦ ૨૨ મી મેએ.

રોજ ૨૮ માહ ૮ (શે૦) ૧૨૧૭ યજદજરદી.

**મરણ**—જીવાજી રતનજી મઊર—ઉમર વર્ષ ૫૦) સુરતવાલા શેઠ રતનજી ખરશેદજી મઊના દીકરા. એવણ પ્રથમમાં અતરેની પોલીસના સીનીયર માજીસ્ત્રેટ મી૦ ગુડવીનની નોકરીમાં હતા. તે પછી સરકારી સ્કરૂમાં એક કારભારી તરીકે રહયા હતા. એ બાદ તા૦ ૧ લી જાનેવારી ૧૮૩૬ ને દીનેથી શેઠ અરદેસર ફરદુનજી પુણેગર સાથે ભાગમાં "જીવાજી અરદેસરની કુંપની" ને નામે ઇંગ્રેજી અશબાબ તથા દારૂકામની દુકાંન ઉઘાડી હતી, અને તે બાદ તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૩૮ ને દીનથી તેમનાથી છુટા પડી "જીવાજી રતનજીના છોકરાઓ" ને નામે દુકાંન ચાલુ કીધી હતી. એવણ તે વેળાએ ઇંગ્રેજ બજારમાંના સર્વે વ્યાપારીઓમાં ઘણા પંકાયલા હતા.

તા૦ ૧૧ મી નવેમબર.

મુંબઈની ગોદીમાં બંધાયલી ૮૦) ટોપની "માઆંની" નામની એક મોટી મનવારને પાણીમાં ઉતારવાની ક્રિઆ આજ દીને સવારનાં ૧૦ કલાકે કરવામાં આવી હતી. આ વેળાએ મુંબઈનો નામદાર ગવરનર લારડ ફાકલંડ, તેની બાનુ, તથા ઘણાક અમલદારો હાજર થયા હતા. લેડી ફાકલંડે સરેશતા પ્રમાણે શંપીનની બાટલી ફોડીયા બાદ તે બારકસને સર્વેની ખુશાલીના પોકારો વચ્ચે પાણીમાં ઉતારવામાં આવ્યું હતું. એ બાદ નામદાર ગવરનરે પોતાને હાથે વડા માસ્ટર બીલડર શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆ તથા તેમના આસીસ્ટંટો શેઠો જાંગીરજી નવરોજજી વાડીઆ અને હીરજીભાઇ મેહરવાંનજી વાડીઆને શેઆલો હોરાડી હતી.

મરહુમ શેઠ નશરવાંનજી તેહમુલજી દુરબીનવાલી "ગજલસતાંન" ની કેતાબ તેમના ભાઈ શેઠ ખરશેદજી તેહમુલજી દુરબીને આએ વર્ષમાં છપાવી પ્રગટ કીધી હતી.[૩]

## ઈ૦ સ૦ ૧૮૪૯.

તા૦ ૬ ઠી જાનેવારી.

ઇંગલાંડ મધે પ્રગટ થતાં નામીચાં "ઇલિસટરેટેડ લંડન ન્યુસ" ના આજની તેરીખના આંકમાં અતરેની સરકારી ગોદીના વડા માસટર બીલડર શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆની એક તસવીર તથા થોડોક અહેવાલ છપાઈ પ્રગટ થાયો હતો.

તા૦ ૨૯ મી આપરેલ.

સર જમશેદજી જીજીભાઈ નાઇટે અમદાવાદ મધે ગામ "અડાશ" માં એક ધર્મશાલા શા૦ કરમચંદ પ્રેમચંદની મારફતે બંધાવી મુસાફરોના ઉતારાને કીજે ઓલી મુકી હતી.

તા૦ ૪ થી આગસ્ટ.

ઇંગલાંડ મધે પ્રગટ થતાં નામીચાં "ઇલિસટરેટેડ લંડન ન્યુસ" ના આજની તેરીખના આંકમાં મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની એક તસવીર તથા થોડોક અહેવાલ છપાઈ પ્રગટ થાયો હતો.

આએ વર્ષમાં કરાંચીની કાંપમાં શેઠ બેહરાંમજી મેહરવાંનજી કોટવાલે એક કુશાદે કમપાઉંડવાલી જગા લઈ પારસીઓને માટે એક નશાખાનું બંધાવ્યું હતું.[૪]

---

૧ જેનટલમેનસ ગેઝેટ, તા૦ ૨ જી મારચ ૧૮૪૮. આ અરજ સરકારે બાહલ રાખી હતી નહી.

૨ શેઠો માણેકજી, પેશતનજી, અને ખરશેદજી જીવાજી મઊના બાવા.

૩ "ગજલસતાંન, ઇઆને ગજલ તથા રેખતાઓની કેતાબ તેહનાં તમાંમ અરથો સુધાં. તે શાથે પરસુરણ રાગની ધુરપત—ઠુમરી—બેઆલ તથા તપા દાખલ કીધાછે. બનાવનાર, બેહશતનશીન નશરવાંનજી ટેહમુલજી દુરબીન. પરવરતાવનાર બેહદીન ખરશેદજી ટેહમુલજી. શ્રી મુમબંઇ દુરબીનનાં છાપાખાંનાંમાં છપાઇછે. શને ૧૨૧૭ ઇઅજદેજરદી—સને ૧૮૪૮ અંગરેજી."

૪ એ મકાંન પાછલથી ભારે વરસાદમાં પડી જવાથી ઇ૦ સ૦ ૧૮૬૬ માં શેઠો શાપુરજી હોરમજજી સોપારીવાલા અને હોરમજજી પેશતનજી દુબાશે મલી નવેસરથી પાકું બંધાવી આપ્યું હતું. એ નશાખાનાંવાલા કમપાઊંડમાં ઇ૦ સ૦ ૧૮૭૭ ના જાનેવારી માસમાં શેઠ જાંગીરજી હોરમજજી કોથારીએ પોતાના બાવા શેઠ હોરમજજી શોરાબજી કોથારીનાં પુનને માટે એક કુવો બંધાવી આપોછે.

## ઈ૦ સ૦ ૧૮૫૦.

તા૦ ૨ જી મારચ.

મુંબઈ મધે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં શેહનશાહી આતશબેહરાંમમાં મોબેદોના છોકરાઓને નાવર મરાતેબ કરવાનો સવાલ આએ વર્ષમાં પાછો ઉભો થયો હતો. સર જમશેદજી જીજીભાઈ નાઈટ જેવણ હાલમાં નવસારી ખાતે ગયલા હતા તેવણ ઉપર અતરેથી દસ્તુર બેહરાંમજી દારાબજી સંજાણા અને બીજા ૫૦) મોબેદોએ એક અરજી કરી મોકલી હતી કે જે દાહડેથી આતશબેહરાંમ સાહેબને તખ્તનશીન કીધાચ તે દાહડેથી અતરે દીનઆઈનનાં એક વતરેગે સઘલાં કામો દરોબસ્ત થાતાં આવેઆંછે, પણ આજની ઘડી સુધી હમારેથી હમારા છોકરાવોને નાવર તથા મરાતેબ કરી શકાતા નથી, કાંએ જે નવસારીની અંજુમનના સાહેબો એવો વાંધો લીએચ કે મુંબઈનાં આતશબેહરાંમ મધે નાવર મરાતેબ થાયલાઓ સાથે નવસારી વાલા મોબેદો પદાંન બાંધીને વાપરે નહી. આ હરકત દીનઆઈનનાં હોકમથી તદન ઉલટી અને નામુનાશેબ છે, તોપણ નવસારીની વડી દરેમેહરને તાબે રેહવાને હમો માન ભરેલું વીચારીને આજ લાંબી મુદત થાઈ તેવોની તરફનો એવો અણઘટતો જુલમ ખમીએચ. પણ આએ નામીચો સંજોગ કે જે તમો નામદારને તે તરફ સીધારવાનો બની આવેઓચ તે ઉપરથી હમો તમોને વીનંતી કરીએચ કે તમો સાહેબે એ અડચણ ટાલી નાખવા સારૂં ઘટતો ઉપાય કરીને નવસારીની અંજુમન પાસેથી હમોને મુંબઈ મધે નાવર મરાતેબ કરવાનો હક અપાવવો. હમો સારીપેઠે જાંણીએચ કે મુંબઈમાં આતશબેહરાંમ થાએઆથી નવસારી ખાતે આગલની પેઠે દીનઆઇનનાં કાંમો વધારે થતાં નથી, તેથી તે તરફના મોબેદો તથા દસ્તુરોની પેદાયશમાં ઘતારો થયોછે, અને જો નાવર મરાતેબનો હક મુંબઈ ખાતે આપ્યામાં આવે તો વધારે ઘતારો થાય. માટે આએ લખીઆથી હમો તમો સાહેબને કબુલ થાઈએચ કે જો મુંબઈ ખાતે નાવર મરાતેબ કરવાનો હક અમોને આપયામાં આવે તો નીચે પ્રમાણેના લવાજમો હમો નવસારીની અંજુમનને આપવાને કબુલ છૈયે—

૧—મુંબઈનાં આતશબેહરાંમના વારાના રૂ૧૦૦૦૦) થી વધારે હાલમાં એકઠા થાએલાછે તે મધેથી રૂ૨૦૦૦) નવસારીના મોબેદોની અંજુમનને આપીએ.

૨—દર નાવરે એજ અંજુમનને રૂ૫) આપીએ.

૩—દર મરાતેબે એજ અંજુમનને રૂ૨) આપીએ.

૪—દર વરસે શેઆલના રૂ૭૫) એજ અંજુમનને આપીએ.

ઉપલો લવાજમો આપવાની કબુલાત છતાં નવસારીની અંજુમન એ હક અમોને નહી આપશે તો મુંબઈનાં આતશબેહરાંમ સાહેબની દોલતે જે આવતો વજીફો હમો ગરીબ ટોલાને મલી આવેઓચ તે વજીફાથી હાથ ધોવા પડશે, અને એવું થાએઆથી બીજા મોબેદો કદાચ આગલ પડી નવસારીની અંજુમનની તાબેદારી છોડી દઇ આપખુદીથી અતરે નાવર મરાતેબ કરશે તો હમારા ગરીબ ટોલામાં તડાં પડશે, વાસ્તે તમો નામદારે એ ઉપર સારીપેઠે ધેઆંન પોહચાડવું. એ કામ તમારે હાથ પાર પડેઆથી જરથોસ્તી ટોલા ઉપર તમોએ જે મોટી પ્રીતથી સખાવતનાં વખાંણવા લાએક કામો કર્યાંછે તેમાં આએ કામ એક મોટા સણગાર થાઈ પડશે. આ અરજીપર નીચલા મોબેદોની શહીઓછે:—

દસ્તુર બેહરાંમજી દારાબજી સંજાણા, દસ્તુર મનચેરજી શાપુરજી સંજાણા, દસ્તુર શાપુરજી તેહમુલજી સંજાણા, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, શાપુરજી એદલજી વાછા, જમશેદજી નવરોજજી કાતરક, ખરશેદજી હોરમજજી મુલ્લાં, અસ્પંદીઆરજી તેહમુલજી બજાં, કાવશજી હોરમજજી મુલ્લાં, નશરવાંનજી જમશેદજી પાવરી, દારાબજી કાવશજી મુલ્લાં, નવરોજજી બરજોરજી દોરડી, હોરમજજી ભીખાજી વજીફદાર, નશરવાંનજી ભીખાજી મુલ્લાં, બેહરાંમજી ખરશેદજી દોરડી, બરજોરજી બેહરાંમજી આંતીઆ, માણેકજી કેરશાસપજી પાવરી, નવરોજજી કાવશજી હોજદાર, ફરદુનજી બરજોરજી વાછા, રૂસતમજી ફરાંમજી ચના, ખરશેદજી હોરમજજી કાંગા, મનચેરજી કેરશાસપજી માડન, હોરમજજી એરચજી મસાની, પેશતનજી બહમનજી સંજાણા, રૂસતમજી માણેકજી માડન, નશરવાંનજી ખરશેદજી વાછા, જીવણજી નવરોજજી અગે, હોરમજજી જીવણજી અગે, ફરાંમજી એદલજી વાછા, ડોશાભાઈ જીવણજી અગે, ફરાંમજી હોરમજજી દાજી, મનચેરજી ભીખાજી મુલ્લાં, ફરાંમજી દોરાબજી વાછા, કેરશાસપજી ફરદુનજી માડન, ફરદુનજી શાપુરજી મસાંની, નશરવાંનજી શેરાબજી મસાંની, બરજોરજી મેહરનોશજી કુટાર, માણેકજી પાલણજી ગેલખડીઆ, ફરાંમજી એદલજી હોજદાર, ખુરશેદજી દોરાબજી વાછા, બરજોરજી મનચેરજી પંથકી, અસ્પંદીઆરજી બરજોરજી પંથકી, રૂસતમજી બેહરાંમજી સંજાણા, નવરોજજી દારાબજી દસ્તુર, બરજોરજી શાપુરજી વાછા, મનચેરજી જામાસપજી વાછા, બરજોરજી ખરશેદજી અવાશીઆ, ખરશેદજી રૂસતમજી માડન, નશરવાંનજી ખરશેદજી કાંગા.[૧]

[૧] ઉપલી મોબેદોની અરજી તા૦ ૯ મી મારચ ૧૮૫૦ ને દીને મુંબઇથી શેઠો નવરોજજી જમશેદજી વાડીઆ, હોરમજજી બહમનજી શેઠના, બહમનજી હોરમજજી વાડીઆ, અને દાદાભાઇ પેશતનજી વાડીઆએ નવસારી સર જમશેદજી જીજીભાઇ ઊપર પોતાની તરફથી એક જુદો કાગજ લખી મોકલી હતી, અને તે ઊપર ધીઆંન પોંહ-

મરહુમ મોબેદ ફરદુનજી મરજબાંનજીએ શાહના-માંનો થોડાક ભાગ ગુજરાતી બેતોમાં બનાવ્યો હતો, તેનું એક નાધલું પુસ્તક આએ વર્ષમાં છપાવી પ્રગટ કરવામાં આવ્યું હતું.[૧]

---

સર જમશેદજી જીજીભાઈ નાઇટે વરોડરા મધે બાહેર ગાંમથી આવતાં રવાંનોને માટે આએ વર્ષમાં એક નાધલું દોખમું (ગરકાના જેવું) બંધાવી પરઠાવ્યું હતું.[૨]

---

ડાકટર થીઓડોર બેનફીએ જંદ ભાષા વિષેના થોડાક ખોલાસાનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[૩]

---

ચાડી તેમાં જણાવેલી બાબદો વિષે નવસારીમાં જાતે બંદોબસ્ત કરવાને અરજ કીધી હતી. આ અરજીની સાંમે કોટની મરહુમ માણેકજી શેઠની દરમેહરના મોબેદોએ શેઠ ખરશેદજી બહમનજી પંથકીની આગેવાંની હેઠલ એક બીજી અરજી ૨૫૦) શહીની તૈયાર કરી નવસારી ખાતે દસ્તુર, દેશાઇ, તથા અંજુમન જોગ મોકલી તેમાં નાવર મરાતેબનો એ હક નવસારીમાંજ રાખવાની માગણી કીધી હતી, અને લખ્યું હતું કે ઊપલી સર જમશેદજીપર કરેલી અરજીમાંની બાબદ કદાચ તમો કબુલ કરશો તો તમારા કીધાને અમો માન આપશું નહી. આ ઊપરથી નવસારીમાં કેટલીક ચકચાર ઊઠી હતી, અને સર જમશેદજીએ અંતે તા૦ ૨૭ મી મારચ ૧૮૫૦ ને દીને શેઠ બહમનજી હોરમજજી વાડીઆને લખી જણાવ્યું કે "આં વાલા સરવે મમતીછે ને તેની પાછલ નાદાંન બુધીવાલા ઘણા તેનું બેઆંન લખવાને બનતું નથી......એવી એવી કેટલીએક બીના અરચણ ભરેલીછે. એ કામ કાંઇ જોરથી કરવાનું નથી ને તેમ કીધાથી આગલ જતાં નીભે નહી ને વળી ઓરબી હસી જેવું થાય. એ મધે લોભ લાલચનું કામ નથી. દીન ધરમનુંછે. માટે હાલ એ વાતની વધારે ચકચાર કરવી નહી એવું શેવકનું આધીન મતછે." એ પછી એ બાબદ પડતી નાખવામાં આવી, તે છેક ઇ૦ સ૦ ૧૮૮૩ માં કેટલાક સંજોગોને લીધે પાછી જાગરૂત થાઇ, જેને લગતી કેફીઅત તે વખતની નોંધમાં જોવામાં આવશે.

૧ "ગુજરાતી કવેતોમાં ઇરાંની ઠોડાએક પાદશાહોનો એહવાલ ઇઆને ચોપાઈમાં મોખતેશર શાહાનાંમાંનો ઠોડોએક ભાગ. બનાવનાર મરહુમ મોબેદ ફરદુનજી મરજબાંનજી. શ્રી મુમબઇમાં દફતર આશકારા છાપાખાંનાંમો છાપીઊંછે. શને ૧૨૧૯ ઇઅજદજરદી—શને ૧૮૫૦ અંગરેજી."

૨ એ બાબે સર જમશેદજીએ આએજ શાલની તા૦ ૧ લી મેએ નવસારી મધે કરેલાં જાહેર જશનમાં તંદરોસ્તી પઢાવી હતી.

૩ "Einige Beitrage zur Erklarung des Zend. von, Theodor Benfey. Gottingen, 1850."

એમ. એ. સ્ટરન નામના જરમન વિદ્વાંને હખાંમનીઅન ખીલારોફી તખ્તીઓ માંહેલી ત્રિજી જાતની તખ્તીઓ વિષેના ખોલાસાનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[૪]

---

## ઈ૦ સ૦ ૧૮૫૧.

ભાંએખલે સર જમશેદજી હાસ્પીટલની પડોસમાં આવેલો તલાવ જે આગલ મુંબઇના ડેપ્યુટી ગવરનર મી૦ ડીકે બંધાવ્યો હતો, તે ભાગી જવાથી સર જમશેદજી જીજીભાઇ નાઇટનાં ધણીઆંની લેડી આવાંબાઇએ આએ વર્ષમાં રૂ૨૩૦૦૦) ને ખરચે નવેસરથી મોટો ખણાવી તેની આસપાસ ફરતી દેવાલ વગેરે બંધાવી હતી.[૫]

---

સર જમશેદજી જીજીભાઇ નાઇટે મુંબઇની પાંજરાંપોલને લગતા કેટલાક ખોલાસાનું એક ચોપાંનીઉં પોતાને ખરચે છપાવી પ્રગટ કીધું હતું.[૬]

---

ડાકટર જે. ઓપરટે પુરાતમ ઇરાંનીઓની રીત પ્રમાણે હખામનીઅન તખ્તીઓ વિષેનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[૭]

---

૪ "Die dritte Gattung der achamenischen keil-inschriften, erlautert. von, M. A. Stern. Gottingen, 1850."

૫ આ તલાવપર નીચે મુજબની તખ્તી મારેલીછે:—

THIS TANK.

Originally dug by Mr. Dick, Deputy Governor of Bombay, having fallen into decay has been restored. enlarged and protected by a stone parapet at the expense of Lady Avabai wife of Sir Jamsetjee Jejeebhoy.

The repairs, enlargement, and other additional works were commenced 1219 of the Era of Yezdezerd or A. C. 1851.

એ તલાવ ઇ૦ સ૦ ૧૮૮૪ નાં શાલમાં સરકારે પુરાવી નાખી તે જગાપર એક જાહેર બાગ બનાવ્યોછે, અને તેપર ઊપલી તખ્તી કાએમ રાખીછે.

૬ "શ્રી મુમબઇની પાંજરાપોલનાં લાજમાં મધે વેપારી જણ ૬૯૩) એ રૂ૭૮૨૯૧૧૨૨૨ા ધરમ ખાતે આપેઆછે તેહેનાં વધારામોથી શરકારી નોટો લીધીછે તે વીશે—શા૦ ખીમચંદ મોતીચંદ અમીચંદ—શાવકની ગનેઆતનો હેવો દાવો કરેચ કે એ નોટો એ ધણીનાં નાંમની કરી આપો. તે બાબેનો થોડોએક ખોલાશો. માહાજંનનાં વેપારીઓને વાકેબ કરવા શારૂં. શર જમશેદજી જીજીભાઇ નાઇટે પોતાના ખરચથી શ્રી મુમબઇ મધે જામે જમશેદનાં છાપાખાંનાં મધે છપાવેઓછે. શવંત ૧૯૦૭. શન ૧૮૫૧ અંગરેજી."

૭ "Les inscriptions des Achmenides concues dans L'ideome des anciens Perses. Editees et commentees. par, M. J. Oppert. Paris MDCCCLI."

એ. એફ. શેક નામના જરમન વિદ્વાંને ફીરદોસીનાં શાહનામાંની કેટલીક બેતોનો જરમન કવિતામાં તરજુમો કરી તેનું એક પુસ્તક બાહેર પાડયું હતું.[૧]

## ઈ૦ સ૦ ૧૮૫૨.

તા૦ ૧૫ મી મેએ.

પુણાં મધે શેઠ દાદાભાઇ મેહરાંમજી મેહતાએ "પુણાં ક્રાનીકલ" નામનું છાપાખાનું વેચાતું લઇ આજ દીનથી "પુણાં આબઝરવર" નામનું દર અઠવાડીઆંનું એક ઇંગ્રેજી વર્તમાન પત્ર કાઢવા માંડયું હતું.[૨]

નામાચા જરમન વિદ્વાંન ડાકટર લાશને વંદીદાદની પેહલી પાંચ પરગરદો અસલ જંદ હરફે એક પુસ્તકના આકારમાં છપાવી પ્રગટ કીધી હતી.[૩]

જરમનીવાળા ડાકટર મોરટમાને પેહલવી શિક્કાઓનાં ઉકલાંણ વિષે એક રેસાલો પ્રગટ કીધો હતો.[૪]

મોનશીઓ ચારલસ ટેકસીએ નામના ફ્રેંચ વિદ્વાંને આરમીનીઆ, ઇરાંન, અને મીસોપોટેમીઆનાં બીઆંન તેમજ બીજા ભાગમાં એ દેશોની ભુગોલ, ભુશાસ્ત્ર, તથા પ્રાચીન અને અર્વાચીન કાલની અલાંમતો તથા રાહ રસમો વિષેનાં વર્ણનનું એક મોટું પુસ્તક ફ્રાંનસની સરકારને ખરચે પ્રગટ કીધું હતું.[૫]

એજ મુજબ મોનશીયો ફ્લાંનડીન તથા કૌસ્તે નામના વિદ્વાનોએ ઇસ્તિખર, તખતે રૂસતમ, અથવા તખતે જમશેદના બધા નકશોનું એક પુસ્તક પણ સરકારને ખરચે પ્રગટ કીધું હતું.[૬]

૧ "Heldensagen von Firdusi. von, Adolph Friedrich von Schack. Berlin, 1851."

૨ એ પત્ર તા૦ ૧૫ મી જુન ૧૮૭૮ થી દરરોજનું કાઢવા માંડયું, અને તેનું નામ "પુણાં આબઝરવર એન્ડ સીવીલ એન્ડ મીલીટરી જરનલ" કરી રાખ્યું. હાલ એ પત્રના માલેક શેઠ રૂસતમજી દાદાભાઈ મેહતાછે.

૩ "Vendidadi capita quinque priora. Emendavit Cristianus Lassen. Bonnae MDCCCLII."

૪ "Erklarung der Munzen mit Pehlvi-Legnden. von, Dr. A. D. Mordtman. 1852."

૫ "Description de L'Armenie, La Perse et La Mesopotamie. Deuxieme Partie; Geographie, Geologie, Monuments Anciens & Modernes, Mocurs & Costumes. Par, Charles Taxier. Paris 1852."

૬ Voyage en Perse de nun Engene Flandin, Peintre, et Pascal Coste Architecte. Perse ancienne planches. Par, Engene Flandin et Pascal Coste. Paris.

તા૦ ૫ મી સપટેમબર.

રોજ ૧૫ માહ ૧૨ (શે૦) ૧૨૨૧ યજદજરદી.

**મરણ**—રૂસતમજી નરીમાંનજી[૭]—ઉમર વર્ષ ૬૦) એવણ સુરત મધે મરહુમ શેઠ ફરદુનજી શોરાબજી પારખ તથા બીજા મુંબઇના વ્યાપારીઓની આડત તેમજ પોતાનો ખાંનગી વ્યાપાર ચલાવતા હતા.

## ઈ૦ સ૦ ૧૮૫૩.

તા૦ ૨૬ મી સપટેમબર.

ચીનની પાસે આવેલાં શીંગાપોરના જરથોસ્તીઓએ આજ દીને શેઠ ખરશેદજી ફરાંમરોજ સાટનનાં ઘરમાં એકઠા થાઇ તે તરફ રવાંનોને ભુમીડા કરવાની જગા સુધારવાને તથા લાચાર બેચાર જરથોસ્તીઓનાં રવાંનોને અવલમંજલ પોંહચાડવા અને તેવાંજ બીજાં ઉપયોગી ધર્મનાં કામો કરવા સારૂં એક ફંડ ઉભું કીધું હતું, અને તેનું નામ "શીંગાપોરની જરથોશતી અંજુમનનું ધરમનું ફંડ" કરી રાખ્યું હતું.[૮]

તા૦ ૧૭ મી નવેમબર.

આજ દીને સુરત મધે ગોપીપરાની જરથોસ્તી અંજુમનને લગતું ધર્મખાતાંનું એક ફંડ ત્યાંના મોબેદ પેશતનજી કેરશાસપજી ટાટાએ આગેવાંની લઇ ઉભું કીધું હતું.[૯]

૭ મરહુમ શેઠો હોરમજજી (શેઠ ડોશાભાઈ હોરમજજી નરીમાંનના બાવા), અને શોરાબજી (સરજ્યન કેખશરૂ શોરાબજી નરીમાંનના બાવા), તથા શેઠ અરદેશર રૂસતમજી નરીમાંનના બાવા. એવણના એક ભાઈ શેઠ શોરાબજી નરીમાંનજી (શેઠ દારાશાહ શોરાબજી નરીમાંનના બાવા) પુણાં મધે લાંબી મુદત સુધી વસેલા હતા.

૮ એ ફંડમાં પેહલવેહલા ડાલર ૭૮૭) નીચલા સાહેબોએ ભર્યા હતા:—

(ડા૦ ૧૨૫) મેહરાંમજી હોરમજજી કામાજીની કું૦. (ડા૦ ૧૦૧) મેહરાંમજી પેશતનજી મેહરજી. (ડા૦ ૪૦) ધનજીભાઇ હોરમજજી હકીમજી. (ડા૦ ૨૫) ખરશેદજી ફરાંમરોજ સાટનના, પોંહચાજી પેશતનજી મેહરજી, ખરશેદજી મનચેરજી મુસ. (ડા૦ ૧૦) બરજોરજી બોદાદાદ ઇરાંની, પાલણજી એદલજી મેહતા. (ડા૦ ૭) શાપુરજી દાદાભાઇ હોડીવાલા. (ડા૦ ૫) દોરાબજી ફરાંમજી પાંડે, નાનાભાઇ હોરમજજી હારડા, પીરોજશાહ પેશતનજી મેહતા.

એ ફંડનો તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૫૫ સુધીનો હીસાબ તા૦ ૧૬ મી મારચ ૧૮૫૬ નાં રાસ્ત ગોફતારમાં છપાયો હતો તે વેળા તેની પુંજી ડા૦ ૧૬૪૧)૧૯ હતી.

૯ એ ફંડ મધેથી દર વર્ષે પાંચ ઘાહંબાર તથા જશનો કરવામાં આવેછે. એનો હીસાબ ઇ૦ સ૦ ૧૮૬૭ સુધી મજકુર મોબેદ પેશતનજી કેરશાસપજી ટાટાએ પોતા પાસે રાખ્યો હતો, અને એજ શાલના નવેમબર માસમાં તે શેઠ

## ઈ૦ સ૦ ૧૮૫૪.

તા૦ ૨ જી મારચ.

સર જમશેદજી જીજીભાઇ નાઇટે નવસારીના ગરીબ લોકો ઉપર ગાએકવાડ સરકાર તરફથી દર શાલ રૂ૭૧૪ાૄ ની ખંડણી લેવાતી હતી તે માફ કરાવી તેના બદલામાં આજ દીને ગાએકવાડ સરકારમાં ગોપાલરાવ મેરાલની મારફતે રૂ૧૧૯૦૭ા પોતાની તરફથી ભર્યા હતા.

---

તા૦ ૧ લી મેએ.

રોજ ૮ માહ ૮ (શે૦) ૧૨૨૩ યજદજરદી.

**મરણ**—પેશતનજી હોરમજજી રાજકોટવાલા—ઉમર વર્ષ ૫૨) એવણ પ્રથમમાં રાજકોટ તથા તે પછી ડીસાની કાંપ મધે રોજગાર ચલાવતા હતા. એ પછી ત્યાંથી પેહલવેહલી સીંધની લડાઈ વખતે તે તરફ દુકાંન લઈ ગયા હતા, અને કરાંચી મધેજ મરણ પામ્યા હતા.

---

તા૦ ૨૬ મી અકટોબર.

રોજ ૧ માહ ૨ (શે૦) ૧૨૨૪ યજદજરદી.

**મરણ**—નશરવાંનજી એદલજી ડાકટર[1]—ઉમર વર્ષ ૫૮) સુરતવાલા શેઠ એદલજી નવરોજજી અઠુગરના વડા દીકરા. એવણ પ્રથમ સુરતના મેડીકલ સ્ટોરમાં આસીસ્ટંટ હોવાથી વઇદાંને લગતી ઘણીક માહીતગારી ધરાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૩૨ થી તે ૧૮૪૬ સુધી એવણ સુરતનાં સદર ફડના દરોગા હતા.

તા૦ ૪ થી ડીસેમબર.

રોજ ૧૦ માહ ૩ (શે૦) ૧૨૨૪ યજદજરદી.

**મરણ**—માણેકજી શોરાબજી મુગાશેઠનાં[2]—ઉમર વર્ષ ૭૨) શેઠ શોરાબજી બેહરાંમજી મુગાશેઠના દીકરા. એવણ પ્રથમમાં શા૦ મોતીચંદ અમીચંદની પેહડીપર હતા, અને તે પછી વીમાનો તથા બીજો પોતાનો એલાહેદો વ્યાપાર ચલાવતા હતા. એવણની ઘણીક ફતેહમારી તથા બતેલાઓ હતા.

---

જરમનીવાલા ડાકટર ફ્રેડરીક સ્પીગલે વંદીદાદની ૧૯ મી પરગરદની તપાસ ઉપર એક રેસાલો લખી પ્રગટ કીધો હતો.[3]

---

ડેનમારકવાલા પ્રોફેસર એન. એલ. વેસ્ટરગારડે સીથયન અને હખામની ખીલારોકી તખ્તીઓ વિષે એક પુસ્તક પ્રગટ કીધું હતું.[4]

---

જરમનીવાલા ડાકટર થીઓડોર ફેખનરે જંદ અવસ્તા યાને મીનોઈ દુનીયાં તથા બેહશત વિષે એક પુસ્તક રચી તે ત્રણ દફતરોમાં બાહેર પાડયું હતું.[5]

---

## ઈ૦ સ૦ ૧૮૫૫.

તા૦ ૧ લી અકટોબર.

શેઠ અરદેસર ફરાંમજી મુસે ડાકટર જીરોની ભલાંમણ ઉપરથી ચઢતા વર્ગના વિદ્યાર્થીઓને માટે પ્રાચીન પ્રાણિ વિદ્યા (Paleontology) નું એક નાંધલું પુસ્તક ઇંગ્રેજીમાં રચી બાહેર પાડયુ હતું.[6]

---

ખરશેદજી એદલજી હાથીખાંનાંવાલાને સપુરદ કીધો હતો. એ પછી ઇ૦ સ૦ ૧૮૮૩ માં ગોપીપરાની અંજુમને મલી શેઠો મનચેરજી ફરાંમજી લાહેર, રૂસતમજી તેહમુલજી પીઠાંવાલા, ખરશેદજી નશરવાંનજી દોરીઆજી અને માણેકશાહ શોરાબજી ગાંધીને એ ફંડના તરસ્ટીઓ મુકરર કીધા હતા. એમાંના છેલ્લા બે ગ્રહસ્થોએ ઇ૦ સ૦ ૧૮૮૬ માં પોતાના ઓહ્દા છોડવાથી તેમની જગોએ અંજુમને મલી શેઠો દોરાબજી તેહમુલજી મારફતીઆ, ફરાંમજી પેશતનજી ઊધનવાલા, અને દાદાભાઇ જમશેદજી ઊધનવાલાને નેમ્યા હતા. એ ફંડમાં શેઠ ફરાંમજી એદલજી લાહેરે તા૦ ૨૨ મી મારચ ૧૮૬૭ ને દીને રૂ૧૫૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી દર શાલ એક ઘાહંબાર કરવાને તથા શેઠ દાદાભાઇ જમશેદજી ઊધનવાલાએ પોતાનાં બપાઇ બાઇ વીરબાઇજીનાં પુનને માટે તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૮૫ ને દીને રૂ૫૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી દર શાલ એક બીજો ઘાહંબાર કરવાના ખરચમાં વાપડવાને આપી હતી. હાલ એ ફંડની પુંજી રૂ૪૦૧૨ા—ાા નીછે.

૧ શેઠો ફરાંમજી અને માણેકજી હોરમજજી કમીશરીવાલાના કાકા તથા શેઠ કુવરજી નશરવાંનજી કંપાંઊડરના બાવા.

૨ શેઠો ફરાંમજી, શોરાબજી, અને ધનજીભાઇ માણેકજી મુગાશેઠના બાવા.

એવણના વડા ભાઇ શેઠ પેશતનજી શોરાબજી મુગાશેઠના પણ અતરે એક જાણીતા ગ્રહસ્થ હતા. એમના બાવા શેઠ શોરાબજી બેહરાંમજી શેઠના મુગા હોવાથી મુગાભાઈ શેઠનાને નામે ઓળખાતા હતા. તેવણ સુરતવાલા જાણીતા દસતુર બેહરાંમ ફરાંમરોજના નબીરા આ૦ શાપુરજી નવરોજીના નબીરા હતા.

૩ "Der neunzehnte Fargard des Vendidad. von, Dr. Fr. Spiegel. München, 1854."

૪ "Om den Anden Ellerden Sakiske art, af Akhæmenidernes kileskrift. af, N. L. Westergard. Kjobenhavn, 1854."

૫ "Zend Avesta, oder uber die Dinge des Himmels und bes Yenseito. von, Gustav Theodor Fechner. Leipzig 1854."

૬ "Out-line of a classification of the Animal Kingdom. Bombay: Duftur Ashkara Press, 1855."

આ પુસ્તકના દીબાચા તરીકે ડાકટર જીરો લખેછે કે:—

At my request Mr. Ardaseer Framjee has kindly compiled the following Out-line of Cuvier's Classification of the Animal Kingdom: intended especially to assist the Students of the Geological Class in their study of Paleontology. HERBERT GIRAUD.

જરમનીવાલા કોનરેડ શવિનક નામના વિદ્વાને અસલી ઈરાંનના પારસીઓને લગતી દંતકથાનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૧]

મુંબઈની કૌનસીલના એક આગલા અધિકારી હાનરેબલ જાન રોમરે "ઝંદ શું એક અસલ ભાષા-છે?" તે ઉપર ગ્રેટ બ્રીતનની રાયલ એશીઆટીક શોશાઈટીમાં પોતે કરેલી મુજાહેમતનું એક ચોપાંનીઉં છપાવી પ્રગટ કીધું હતું.[૨]

## ઈ૦ સ૦ ૧૮૫૬.

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૧ માહ ૯ (શે૦) ૧૨૨૫ યજદજરદી.

બાઈ નવાજબાઈ તે શેઠ કુવરજી હોરમજજી ભાભાનાં ધણીઆંનીએ નવસારી મધે કાહરવારમાં બજારની સાંમે જરથોસ્તી મુસાફરોના ઉતારા તથા લોકોને સર અવસરે વાપડવા માટે એક ધર્મશાલા બંધાવી આજ દીને ઓહ્પી મુકી હતી.[૩] એજ મકાંનમાં એમનાં બેટી બાઇ પીરોજબાઇ તે શેઠ દાદાભાઈ માણેકજી વાછાનાં ધણીઆંનીએ એક કુવો બંધાવી આપ્યો હતો.[૪]

તા૦ ૨૬ મી મેએ.

રોજ ૪ માહ ૯ (શે૦) ૧૨૨૫ યજદજરદી.

**મરણ**—પેશતનજી મેહરવાંનજી ગુરગુર[૫]—ઉમર વર્ષ ૭૦) એવણ મઉની કાંપમાં એક જાણીતા દુકાનદાર હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૨૫ યજદજરદી.

આજ દીને નવસારી મધે મોટિફલીએ મરીઅંમ પરામાં બાઈ ખરશેદબાઈ તે શેઠ જમશેદજી ફરાંમજી દમણીઆનાં ધણીઆંની તથા શેઠ કુવરજી હોરમજજી ભાભાનાં બેટીએ પોતાને ખરચે એક કુવો બંધાવી આપ્યો હતો.[૬]

જરમનીવાલા વિદ્વાંન જેકૂબ કરૂગરે ઈ૦ સ૦ પૂર્વ ૧૩ મીથી તે ૫ મી સદી સુધીની આસીરીઅન તથા ઈરાંનીઓની તવારીખનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૭]

આએ વર્ષમાં લંડન મધે પ્રોફેસર ઈ. બી. ઈસ્ટવીકે પ્રોફેસર બાપ વાલી "કમપારેટીવ ગ્રામર" નો જરમનમાંથી ઇંગ્રેજીમાં તરજુમો કરી તેનાં ત્રણ દફતરો બાહેર પાડયાં હતાં.[૮]

## ઈ૦ સ૦ ૧૮૫૭.

તા૦ ૧૦ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ શાપુરજી શોરાબજી કપાવાલાની પુંજીમાંથી તેમનાં દીકરી બાઈ માણેકબાઈ તે શેઠ માણેકજી જમશેદજી ઉમરીગરનાં ધણીઆંનીએ બાહેરકોટ મોટા મોહલામાં આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.[૯] એ દરેમેહરના ચાલુ ખરચ તથા તે વગરે

---

૧ "Die Mythologie der Perser. von, Konrad Schwenck. Frankfort am Main 1855."

૨ "Zend: Is it an original language? By, John Romer. London, 1855."

૩ આ ધર્મશાલામાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી દાદારજીની મદદથી સવંત ૧૯૧૨ નાં રોજ ૧
"માહ ૯ સને ૧૨૨૫ ઇઅજદેજરદી બાઇ નવાજબાઇ તે
"શેઠ સાહેબ કુવરજી હોરમજજી ભાભાની ધણીઆંની તથા
"શેઠ ફરાંમજી પેશતનજી દીવેચાની છોકરીએ પોતાનાં બેહતર
"સવાબને વાસતે એ બંગલો બંધાવી આપીઓછે શહી."

૪ આ કુવા પર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ. સવંત ૧૯૧૨ નાં
"સને ૧૨૨૫ ઇઅજદેજરદી રોજ ૧ માહ ૯ બાઇ પીરો
"જબાઇ તે શેઠ કુવરજી હોરમજજી ભાભાની બેટી તથા
"શેઠ દાદાભાઇ માણેકજીની ધણીઆંનીએ પોતાનાં સવાબને
"વાસતે એ કુવો બંધાવી આપીઓછે શહી."

૫ વરોડરાવાલા શેઠ મનચેરજી મેહરવાંનજી ગુરગુરના ભાઇ.

૬ એ કુવો પાછલથી બીશમાર થવાથી ઈ૦ સ૦ ૧૮૮૩ માં તે એમના બેટા શેઠ ખરશેદજી જમશેદજી દમણીઆએ ફરી દરૂસ્ત કરાવ્યો હતો. એ કુવા પર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"આએ કુવો બાઇ ખરશેદબાઇ તે જમશેદજી ફરાં-
"મજી દમનીઆની ધનીઆંણી તે કુવરજી હોરમજજી
"ભાભાની બેતીએ રોજ ૯ મો માહ ૯ મો શેહેનશાહી
"શને ૧૨૨૫ ઇઅજદેજરદી તા૦ ૩૦ મી મે શને ૧૮૫૬
"ઇશવીને દીને જાહાએર વપરાશ શારૂ બંનધાવેઓ હતો.
"રોજ ૧૫ મો માહા ૪ થો શને ૧૨૫૨ ઇઅજદેજરદી
"તા૦ ૧ લી જાનેવારી ૧૮૮૩ ને દીને ખરશેદજી જમશે-
"દજી દમનીઆએ દરૂશત કરાવેઓછે."

૭ "Geschichte der Assyrier und Iranier von 13ten bis zum 5ten Yahrhundert von Christus. von, Jacob Kruger. Frankfort, 1856."

૮ "A Comparative Grammar of the Sanskrit, Zend, Greek, Latin, Lithuanian, Gothic, German, and Sclavonic languages. By, Prof. F. Bopp. Translated from the German, by Edward B. Eastwick. London 1856."

૯ એ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે:—

"પાક પરવરદેગારની મદતગારીથી આએ દરેમેહર
"મધે આતશ આદરીઆંન શાહેબ જરથોશતી ભલી દીનનો
"બેઅલોછે તેહને મુંબાઇ બંદર મધે પારશી શાપુરજી શોરા-
"બજી કાઆનાં કપાવાલાએ પોતાની હઇઆતી મધે પોતાની

ખ્રીજો રવાંનનો અને જશનનો ખરચ કરવા માટે મરહુમ શેઠ શાપુરજીની મીલકત મધેથી બાહેરકોટ મુંબાદેવી ઉપર વખાર ૧) ગાલા ૬ ની નંબર ૮ માંવાલી એક તરસ્ટડીડ કરી પાંચ તરસ્ટીઓનાં સ્વાધીનમાં આપવાની તંદરોસ્તી પઢાવી હતી.[१]

આએ વર્ષમાં કરાંચી મધે દોખમાંની સાંમે શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાએ છાપરાં સાથની એક શગડી બંધાવી પરઠાવી હતી.[२]

## ઈ૦ સ૦ ૧૮૫૮.

તા૦ ૨ જી જુલાઈ.

રોજ ૧૧ માહ ૧૦ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—અસપંદીઆરજી હોરમજજી પટેલ[૩]—ઉમર વર્ષ ૭૦) સુરતવાલા શેઠ હોરમજજી બહમનજી પટેલના દીકરા. એવણુ સુરત મધે રૂસતમપરાની જરથો-સ્તી અંજુમનના વડા અકાબર હતા; તથા લગન, નાતરાં, વગેરેના આશીરવાદ ત્યાંના મોબેદો એઓની પરવાંનગી-થીજ સારતા હતા.

બારન બુનસન અને ડાકટર હાઉગે અસલી બાકત્રિયનોનાં સિંધુ તરફ ઉતરી આવવા વિષે વંદીદાદના જંદ અહેવાલ ઉપરથી કરેલાં લખાંણનું એક જુદુ પુસ્તક આએ વર્ષમાં બાહેર પાડવામાં આવ્યું હતું.[૪]

કાંઉંટ એ. ડી. ગોબીનોએ ખીલારોકી તખ્તીઓનાં વાંચન વિષે એક પુસ્તક પ્રગટ કીધું હતું.[૫]

એજ મુજબ મોનશીયો એમ. જે. મેનાએ પણ આએ વર્ષમાં એક પુસ્તક રચી તેમાં ખીલારોકી હરફોની તખ્તીઓ ઉપર તપાસ ચલાવી હતી.[૬]

## ઈ૦ સ૦ ૧૮૫૯.

તા૦ ૯ મી જાનેવારી.

રોજ ૧૭ માહ ૫ (ક૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ મેહરવાંનજી હીરજીભાઇ પટેલનાં ઉઠમણામાં તેમનાં બેશીઓએ રૂ૫૯૦) ધર્મખાં-તાંઓમાં આપ્યા હતા.[૭]

તા૦ ૧૫ મી મારચ.

(શેઠ નશરવાંનજી નવરોજજી મોદીને લખનોર મધે ત્યાંની પોલીસના ડેપ્યુટી શુપરીનટેંડંટ નેમ્યા તે બાબેની નોંધ આ પુસ્તકને સફે ૭૮૧ મે આવેલીછે.)[૮]

"પુંઠથી એ કાંમ કરવાને શારૂ પોતાની છોકરી બાઇ
"માણેકબાઇ તથા એરવદ બેજનજી શાપુરજી કાતરકને
"આએ દરેમેહેર તથા આદરીઆંન શાહેબ કરવાનો
"અખતીઆર આપી ગીઆ હતા તે અખતીઆર ઉપરથી
"એ બેઊ જને દીનનાં હોકમ મુજબ આએ દરેમેહરનું
"તમાંમ કામ શમપુરણ કરીને જરથોશતી કુલ અંનજુ-
"મનનું જશન કરીને આતશ આદરીઆંન શાહેબને તખત
"નશીન કીધાછે. રોજ ૧૭ માહ ૨ શને ૧૨૨૭ એજદે
"જરદી. તા૦ ૧૦ નવંમબર શને ૧૮૫૭, કારતક
"વદ ૯ વાર ભોમે શવંત ૧૯૧૪ નાં."

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી નવેમબર ૧૮૬૦.

એ મુજબ ઊપલી વખાર તથા રૂ૨૭૨૦૦) ની સર-કારી નોટ એલાહેદી કાઢી તેનું બાઇ માણેકબાઇએ તા૦ ૧૮ મી જુન ૧૮૭૦ ને દીને અતરેની હાઇ કોરટના વકીલ મી૦ આકલંડની મારફતે કાએદાસરનું તરસ્ટડીડ કરાવી તે પાંચ તરસ્ટીઓ શેઠો બેહરામજી હોરમજજી ગોર-વાલા, કાવશજી બહમનજી કપાવાલા, મનચેરજી દાદાભાઇ કપાવાલા, ખરશેદજી બેહરામજી ગોરવાલા, અને કાવશજી બેહરાંમજી ગોરવાલાના સ્વાધીનમા આપી તેનાં વ્યાજ મધેથી ઊપલી દરેમેહરનો તથા રવાંનોનો ખરચ અને દર શાલ શેહનશાહી અરદીબેહશત મહીનો અને સરોશ રોજે મરહુમ શેઠ શાપુરજી શોરાબજી કપાવાલાને નામે મુંબઇ મધે જર-થો-શ્તી અંજુમનની નેઆત જમાડવાનો બંદોબસ્ત કીધો હતો.

૨ એ શગડીપર તખ્તો મારેલી નથી, પણ તેના પર-ઠાયાનો ઊપલો દાહડોવાર કરાંચીવાલા શેઠ પેશતનજી બેહરાં-મજી કોટવાલે મેલવી આપ્યોછે.

૩ શેઠ બરજોરજી અસપંદીઆરજી પટેલના બાવા.

એવોના વખતમાં ઇ૦ સ૦ ૧૮૩૧ ના આગશટ માસમાં સુરતના રૂસ્તમપરાના બેહદીનો તથા મનોચેહર હોમજીવાલા મોબેદોએ રવાંનને પદાંન નહી બાંધવા માટે પોતપોતામાં એક દસ્તાવેજ કરી બંદોબસ્ત કીધો હતો.

૪ "Bunsen and Haug on the Zend account in the Vendidad of Zoroaster respecting the primitive migrations of the Bactrians to the land of the Indus. [From Bunsen's Egypt, vol 3] London 1858."

૫ "Lecture des Textes Cuneiformes. Par, M. Le. Cte. A. De Gobineau. Paris, 1858."

૬ "Notice sur les Inscriptions en caracteres cuneiformes. Par, M. J. Menant. Calen, 1858."

૭ શ્રી થાંણાની જરથોશતી અંજુમનનાં ફંડના સને ૧૮૫૫ થીતે ૧૮૬૧ સુધીના હીસાબની ચોપડી.

૮ આ વેળાએ એવણ વિષે આઊદની મીલીટરી પોલીસવાલા આગલા લફટનંટ ડબલ્યુ. એલ. ડરમંડે નીચે પ્રમાણે પોતાની સરટીફીકેટ આપી હતી, જે જાણવા જોગછે,

The bearer of this Nusserwanjee came down to Lucknow from Lahore in September 1858, he was in command of a troop of Sikh Horse and held the rank of Ressaldar in the Cavalry of my Levy. I took great interest in him from the way he took to his work and the zeal he displayed having done no soldiering previously. It was naturally somewhat difficult work for him, but he did work entirely to my satisfaction, and I always had implicit faith in him and he never deceived me. He served under me at some of the action in the

તા૦ ૨૯ મી મારચ.

રોજ ૬ માહ ૮ (કo) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને શેઠ ડાશાભાઈ હોરમજજી કામાજીએ પોતાની દીકરી બાઈ કુવરબાઇની શેહાદીની ખુશાલીમાં રૂ૫૦૦) ઈરાંન દેશના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડલીનાં ફંડમાં ભેટ આપ્યા હતા.૧

તા૦ ૪ થી આગશ્ટ.

મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું વશીહતનામું આજ દીને શુપરીમ કોરટમાં તેમના ત્રણ બેટાઓએ શાબેત કીધું હતું. મરનારની તમામ દોલત રૂ૮૫૦૦૦૦૦) ની હતી; જે મધેથી રૂ૨૫૦૦૦૦૦) બારોનેટનો એતાબ ધરાવનાર વારસ માટે એલાહેદા, રૂ૩૦૦૦૦૦) સર ખરશેદજી જમશેદજી જીજીભાઈને જુદા, રૂ૨૦૦૦૦૦) લેડી જમશેદજીને, રૂ૧૦૦૦૦૦) દીકરી બાઈ પીરોજબાઈને, રૂ૧૫૦૦૦) પોતાના પુરાંણા મીત્ર મીo ફ્રાફરડને, રૂ૨૦૦૦૦૦) પોતાના એશીઓ તથા મીત્રોને, અને બાકીની દોલત પોતાના ત્રણુે બેટાઓ શેઠો ખરશેદજી, રૂસતમજી, અને શોરાબજીને સરખે હીસ્સે વેંહચી આપી હતી.૨

જરમનીવાલા ડાકટર ફ્રેડેરીક સ્પીગલે પારસીઓનાં ધર્મ પુસ્તક વીસ્પરદ તથા ઇજિશનેનો પેહલવીને આધારે જરમન ભાષામાં તરજુમો કરી તેનું એક દફતર બાહેર પાડયું હતું.૩

જરમનીવાલા ડાકટર એ. કુહને આતશ અને દેવતાઓનાં પીવનનાં આ દુન્યાંમાં ઉતરવા વિષે એક પુસ્તક પ્રગટ કીધું હતું.૪

## ઈ૦ સ૦ ૧૮૬૦.

તા૦ ૨૩ મી મારચ.

રોજ ૧ માહ ૭ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—કુવરજી પાલણજી તમના૫—ઉમર વર્ષ ૬૫) સુરતવાલા શેઠ પાલણજી કાવશજી અડુગરના વડા દીકરા. એવણુ ઈ૦ સ૦ ૧૮૧૪ થી પ્રથમમાં ગોગા અને તે પછી વીલેરા તથા ટંકારીઆ અને વલસાડનાં બંદરો પર જુદે જુદે વખતે કસટમના ઇનસ્પેકટર હતા.

---

Oudh cold weather campaign in 1858–59, and his conduct under fire was much steadier then could have been expected. He is a striking exception to the character generally borne by those of his class regarding their qualification for soldiering. He has now left me for an appointment in the Lucknow City Police, and I sincerely hope that he will still continue to give the same satisfaction to his superiors as he did uniformly to me on the formation of the 5th Police Cavalry. I recommended and obtained for this man the Adjutantcy of the Corps which he held for some time.

W. L. P. DRUMMAND, Lieut.
Late, Oudh Military Police,
Lucknow, December 1859.

એવણે લખનોર મધે ઈ૦ સ૦ ૧૮૬૪ માં પણ ચોરોની એક મોટી ટોલીને પકડી કાહી હતી, જે વિષે ત્યાંના કમીશનર કરનલ એલ. બેરોએ તે ચોરોના મુકદમાના ચુકાદાની સેવટે નીચે મુજબ લખ્યું હતું:—

I cannot close this case without placing in mind Mr. Nusserwanjee's exertions in bringing to justice so many of a gang of professional thieves in the City of Lucknow......He is too high in the service for a money reward.

વળી ઇ૦ સ૦ ૧૮૫૭ ના બળવા વખતે પણ એવણે પોતાની તલવાર બળવો બેશાડી દેવા માટે ઈંગ્રેજોની તરફેણમાં વાપડી હતી, જે માટે લખનોરનો શીટી માજીસ્ટ્રેટ લફટનંટ કરનલ એચ. ચેમબરલેન એવણને સરટીફીકેટ આપતાં લખેછે કે:—

During the mutiny he threw himself most willingly into daily employ and with his sword helped to crush out rebellion, the only instance, I recollect of a Parsee fighting to help the crown. I wish him every success.

૧ એ મંડલીના ઈ૦ સ૦ ૧૮૫૮ થીતે ૧૮૬૧ સુધીના હીસાબની ચોપડી.

૨ જામે જમશેદ, તા૦ ૧૮ મી આગશટ ૧૮૫૯.
એજ મુજબ ઈંગલાંડ મધે પણ એવણની રૂ૧૮૦૦૦૦) ની મીલકત હતી તે સર ખરશેદજીએ તા૦ ૨૧ મી જુન ૧૮૬૦ ને દીને લંડનની કોરટમાં શાબેત કીધી હતી.
મરહુમ સર જમશેદજી પોતાનાં વશીહતનામાંમાં પોતાનાં વારસોને વ્યાપાર નહી કરવા, કોઇને અંગત નાણું નહી ધીરવા, બચાંઓની શેઆદી કુટુંબમાંજ કરવા, તથા લગન અને બીજા સર અવસરો પર મોટા ખરચો નહી કરવા, વગેરે ઘણીક શિખાંમણો લખી ગયાછે.

૩ "Avesta, die Heiligen Schriften Der Parsen. Aus dem grun dtexte ubersetzt, mit steter rucksicht auf die tradition, von Dr. Friedrick Spiegel. Zweiter Band: Vispered und Yacna. Leipzig 1859."

૪ "Die Herabkunft des Fevers und des Gottertranks. von, Adalbert Kuhn. Berlin 1859."

૫ સુરતના મરહુમ કોટવાલ ખાંનસાહેબ બેજનજી પાલણજીના વડા ભાઈ.

# સાંકળીઊં,

## આ પુસ્તકમાં આવેલી બાબદોનું.

ઊદવારેના,



નવસારીના,



પુણાંના,



ભરૂચના,



મુંબઈના,



સુરતના,

# સાંકળીઊં,

## આ પુસ્તકમાં આવેલાં પારસી નામોનું.

[નીચલાં સાંકળીઆંમાં જે આંકડાઓ ઊપર જીનાં નંબર આપેલાંછે તેટલીવાર તે સફામાં તે ધણીને લગતી બાબદ જોવી.

જે આંકડાઓ કાળા ટાઈપે મુકેલાછે તે સફામાં તે ધણીનું મરણ છપાયલું જાણવું.]

ખ.

## ત.

સફે.

## ધ.

## ન.

## પ.

સફે.

સફે.

સફે.

ભ.

સફે.

# સેવટ.

હોરમજદની મદદથી આ પુસ્તકનું એક દફતર અતરે ખતમ થયુંછે. એ દફતર ૧૦ વર્ષે છપાઈ તથા ૧૭ વર્ષે રચાઈ તૈયાર થયુંછે, અને એ પર મેં મારી જીંદગીનો મોટો તથા જવાંનીનો બધો વખત રોકયોછે. એ રોકેલો વખત તથા લીધેલી મેહનત મારી કોમને ઊપયોગી થાઈ પડીછે એમ જો મારા વાંચનારાઓ ધારે તો મારાં દીલમાંની મોરાદ અને મેહનતનો બદલો પામી ચુકોછું, એવો હું સંતોષ લઈશ.

આ પુસ્તકમાંથી કદાચ દરેક બાબદ સેલસેલા બંધ આઈતી મલી શકે નહી, પણ સાંકળીઆં પરથી કુંચી લગાડો જેબી જોઈએ તે થોડી મેહનતથી ઊપજાવી શકાય. મેં એકજ ધોરણે કામ લીધેલું હોવાથી વાંચનારને કાંઈબી શોધવા માટે હું ધારૂંછું કે સેહલાઈ પડશે. એક ખરેખરી બીનાઓનો સંગ્રહ કરનાર તરીકે મેંતો જે ખાતરી થાઈ શકે એવું મલ્યું તે એકઠું કીધુંછે, અને હવેપછીના કોઈબી પારસીઓની તવારીખ લખનારને એમાંથી તૈયાર આઈતી બાબદો ચુંટી કાઢી પોતાનું લખાણ ચલાવવાને આ પુસ્તક એક ઠીક સાંધન થઈ પડશે. મેંતો એક બજાર વસાવી આપ્યુંછે, અને કોઈબી કીસબીને તેમાંથી પોતાની મરજીનાં વાણાં બનાવવાને વીલમ લાગશે નહી.

આ પુસ્તક ૧૧ ભાગોમાં કટકે કટકે છપાઈ પ્રગટ થયુંછે. તે દરેક ભાગ કયારે પ્રગટ થયો તેની નોધ અતરે કરી રાખવી જરૂરનીછે.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ભાગ | ૧ | લો | સફે | ૧ | થી | તે | ૮૦ | સુધી | અકટોબર | ૧૮૭૮ | માં. |
| ભાગ | ૨ | જો | સફે | ૮૧ | થી | તે | ૧૭૨ | સુધી | આપરેલ | ૧૮૭૯ | માં. |
| ભાગ | ૩ | જો | સફે | ૧૭૩ | થી | તે | ૨૬૪ | સુધી | અકટોબર | ૧૮૭૯ | માં. |
| ભાગ | ૪ | થો | સફે | ૨૬૫ | થી | તે | ૩૫૬ | સુધી | મેએ | ૧૮૮૦ | માં. |
| ભાગ | ૫ | મો | સફે | ૩૫૭ | થી | તે | ૪૫૦ | સુધી | ડીજેમબર | ૧૮૮૦ | માં. |
| ભાગ | ૬ | ઠો | સફે | ૪૫૧ | થી | તે | ૫૪૨ | સુધી | આગશટ | ૧૮૮૧ | માં. |
| ભાગ | ૭ | મો | સફે | ૫૪૩ | થી | તે | ૬૩૪ | સુધી | આપરેલ | ૧૮૮૨ | માં. |
| ભાગ | ૮ | મો | સફે | ૬૩૫ | થી | તે | ૭૨૬ | સુધી | મારચ | ૧૮૮૩ | માં. |
| ભાગ | ૯ | મો | સફે | ૭૨૭ | થી | તે | ૮૧૮ | સુધી | સપટેમબર | ૧૮૮૪ | માં. |
| ભાગ | ૧૦ | મો | સફે | ૮૧૯ | થી | તે | ૯૧૦ | સુધી | નવેમબર | ૧૮૮૬ | માં. |
| ભાગ | ૧૧ | મો | સફે | ૯૧૧ | થી | તે | ૧૦૫૨ | સુધી | સપટેમબર | ૧૮૮૮ | માં. |

આ પુસ્તક આગલે દરજ્જે ઈયાને ઈ૦ સ૦ ૧૮૬૦ સુધી પુરૂં થયું એ મારે મનથી મોટો સંતોષછે. એ રચતી વેળાએ કોઈબી રીત ઈયા પક્ષની તાસુબી રાખ્યા વગર સઘળી નોધો ખરેખરી અને તેહકીક આવે એવી કોશેશ કરવાને મેં મારાથી બનતું કીધુંછે. જાણી જોઈને કાંઈબી ખોટી નોધ કર્યાથી પાછલી ઓલાદ ઠગાય એ કામ મેં પાપી ગણી દરેક બનાવની નોધ કરતાં કલમને પાકીજગે રાખી છે.

આ પુસ્તકને દફતર ૧ લું કરી ગણવાનો શખ્સ એકે ઈ૦ સ૦ ૧૮૬૦ પછીની નોધોનું બીજું દફતર આગલ ચલાવવાનો મારો ઈરાદોછે, જે પરવરદેગાર પાર પાડે.

મુંબઇ, તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૮૮.

લા૦ બહમનજી બેહરાંમજી પટેલ.

# જાહેર ખબર.

આ પુસ્તક ૧૧ ભાગોમાં ઇ૦ સ૦ ૧૮૬૦ સુધી સંપુરણ થયુંછે.

એ આખાં પુસ્તકને એક દફતરમાં બાંધવાને તેનાં મજબુત અને સોભીતાં ગીલીત સાથનાં પુઠાં ઈંગલાંડથી ખાસ મંગાવ્યાંછે. જે સાહેબોએ એ દફતર બંધાવવું હોય તેઓએ તે નીચે શહી કરનારની પોતાની ઊપર અથવા કોટમાં મોટાં દેવલની ગલીમાં ટેમેરીંડ લેનમાં મેશરસ ૫. બે. મરઝબાંનની કુંપનીમાં મોકલી આપવાં, જયાંથી તે પુઠાં સાથે રૂ૧।। ની કીંમતમાં બાંધી આપવામાં આવશે. જે સાહેબોને છુટાં પુઠાં જોઈશે તે પણ દર રૂ૧। ની કીમતે ઊપલાંજ ઠેકાંણાંઓ પરથી મલશે.

જે સાહેબો આ પુસ્તક પોતે બંધાવે તેઓને અરજ કરવામાં આવેછે કે એના પેહલા ભાગપર જે "ટાઈટલ પેજ" મુકવામાં આવ્યુંછે તે રદ કરી છેલ્લા ભાગ સાથે જે છુટું "ટાઈટલ પેજ" મોકલવામાં આવ્યુંછે તે મુકીને બંધાવે.

જે સાહેબોને આ પુસ્તકના હરકોઈ છુટા ભાગો જોઈએ તે દર રૂ૧। ની કીમતે તથા આખું દફતર જોઈએ તો તે રૂ૧૨) ની કીમત (બંધાઈ સાથે) નીચે શહી કરનારની પોતાની પાસેથી અથવા દફતર આશકારા છાપાખાંનાંમાંથી મંગાવી લેવું.

દેશાવરવાલા સાહેબો આખું દફતર વેચાતું મંગાવે તેનો, તેમજ પોતાની પાસેના ભાગો મોકલી મુંબઈથી દફતર બંધાવી મંગાવે તેના ટપાલ ખરચ રેજીસટર સુધાં રૂ૧); તથા એકુ છુટક ભાગ અથવા છુટું પુઠું મંગાવે તેનો ટપાલ ખરચ રૂ૦)= મોકલવા.

**લા૦ બહમનજી બેહરાંમજી પટેલ.**

ના૦ ૨૮, કાવશજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.